1480

# ગજરામારૂની વારતા.

દુહો—પ્રથમ સારદાને વીનવુંરે, કાંઇ ગણપત ગાગુ પાયરે; કાંઇ સુધબુધ તમો આપજોરે, મારી જીભલડીએ જશ થાયરે; મારી દુંદાળો દુઃખ ભજનોરે; કાંઇસુંદાએ બાજેવેશરે; કાંઇ પ્રથમ સમરૂહુ તોતેહનેરે, એ ગવરી પુત્રગણેશરે; કાંઇ એ શ્રી ગુરૂને હુંતો ચરણે નમુંરે, કાંઇ ગણપતિને રહુ કર જોડરે; કાંઇ. સઉને કરૂં હુતો વીનતીરે, કાંઇ મુજને ન દેશો ખોડપ. કાંઇ

માડવગઢ શેપેરના જામરામને સાત રાણીઓ હતી, તેમાં છ માનીતી અને દામાવતી નામની રાની અનમાનતી હતી. એ સાત રાણીઓમાં કોઇને પેટ રીકરો નહોતો, એક દહાડો સવારના પહોરમાં પાસેના ગામની એક ઢેનડી સુથીયાં સાવરણી વેચવા સારૂ શહેરમાં આવતી હતી તેણે રસ્તામાં વેગળેથી રાજાને સંડાસમા જતાં જોયો એટલે વીચાર કર્યો કે સાત રાણીએ રાજા વાંઝીઓ છે માટે તેનું મુખ જોવાથી મને અપશુમન થશે તેથી મારાં સુથીયાં સાવરણી ખપશે નહી. એવું ધારી તેણીએ સામી સાવરણી ધરી પૃઠ ફેરવી ઉભી.

હેઢેહડી સાચુ બોલજે? તે થારા સામી સાવરણી શા માટે ધરી જેવુ હોય તેવું કહે નહી તો તને શુળીએ ચઢાવીશ ને તારા શરીરની ચામડી ઉતરાવીશ તે સાંભળી ઢેયડી ગભરાણી અને બોલી કે મહારાજા સાચું બોલીશ તો તમને રીઝ ચઢશે. રાજા કહે સાચું બોલીશ તો તને છોડી મુકીશ અને ખુશી કરીશ એવું સાંભળીને ઢેયડીના મનમાં ધીરજ આવી અને બોલી

દુહો—મેલામા મેલો જોને ડુંગરો, કાંઇ તેથી મેલો લોભરે; કાંઇ તેથી મેલો રાજા વાંઝીઓર, તે તો મુવે ન પામે મોક્ષરે તે તો૦

કુમરો એટલે પેટમાં પાપ રાખી પોતાની વાત બીજાને જણાવતા નથી તે શઠો કપેવાય છે, અને તેથી ઉતરતે દરજે લોભીયો માણસ છે એ બંને કરતાં વધારે વાંઝીઓ કહેવાય છે વાંઝીઆને સ્વર્ગમાં જવાનો અધીકાર નથી; માટે તેના પુરૂષનું સવારના

પોહેસ્રમાં મુખ જોવું અને શુંકન લેવા એ ગણુ નખેદ છે. આપને સાત રાણીઓ છતાં પુત્ર નથી તેથી મારે સાવરણી આડી ધરવી પડી આ વાત સાચી કહી છે. હવે મને રજા આપો. રાજાએ ઢેયડીની વાતચી માનીને તેના ઉપરથી રીસ ઉતારી નાંખી અને પોતાની સાથે દરબારમાં લઇ ગયાં, ત્યાં ચોખાનો ઢગલો પડયો હતો તેમાંથી ગાંસડી બાધી આપી ઢેયડીને વીદાય કરી. રસ્તે જતા વીચાર કરવા લાગી કે હવે સાવરણીને સુથીયાં વેચવાની જરૂર નથી કેમકે બે કે ત્રણ મહીના જેટલી ખરચી મળી ચુકી છે, એમ ધારી પછી પોતાને ઘેર ગઇ. ત્યા તેના ધણીએ પુછ્યુ કે તું આ ચોખા કયાંથી લાવી ? ત્યારે ઢેયડીએ કહ્યું કે તમારે શું કામ છે ? ધણીએ કહયું કે રાંડ સાચું બોલ નહી તો ઘરમાં પેસવા નહી દઉ ? ત્યારે તે બોલી હુ તો રાજાને ત્યાંથી લાવી છી ? તે સાંભળીને તેના ધણીએ કહયું કે એ વાંઝીઆનુ અન્ન કોણ ખાય ! ;ઢેયડી કહે કે આખુ શહેર તેનું અન્ન ખાય તો આપણને શી હરકત છે ! શું આપણે બધા કરતા મોટા કે રાજાનું ન ખાઇએ; તે સાંભળી તેનો ધણી બોલ્યો કે જે શાસ્ત્ર નથી સમજતા તે રાજાનું હરામ ખાય છે, પણ સમજુ તો તે હલાલ કરીને ખાવાના, રાજા મફ્ત આપે તો પણ સમજુ કદી લે નહી ! જો તને વિશ્વાસ આવતો ન હોય તો સરખાવી જો- આપણા ઘરમાં કોદરા છે તે ભરડી અને તેમાંથી કોદરી કહાડ અને તેના ભેગા રાજાના ચોખા મેળવી ચકલાને નાંખજે ? જો જનાવર ચોખા ખાઇ જશે તો આપણે ખાઇશું ! આપ્રમાણે ઢેયડીએ કર્યુંતેતો ચકલાએ કોદરી વીણી ખાધીને ચોખા રહેવા દીધા આવો પ્રત્યક્ષ દાખલો જોઇ ઢેયડી ચોખાનો પોટલો માથે ચઢાવી રાજાના દરબારમાં પાછી આવી રાજાને કહયું કે જનાવર સરખાંએ તમારૂ અન્ન ખાતાં નથી તો અમો કેમ ખાઇએ ! એમ કહીને ચોખા પાછા નાખીને પોતાને ઘેર ગઇ હવે ;રાજાને ઓળગાનીની વાત સાંભળતાંજ રાજ્યાસન નું સુખ કશા કામનું નથી, એમ ધારી પોતાની છ માનીતી રાણીઓને

બોલાવી કહ્યું કે સાત રાણીઓ છતાં વાંઝીયા મેણું રહ્યું ને તે મેંણાને લીધે મારૂં કોઇ માં જોતું નથી. માટે હવે હું નગરમાં રહેનાર નથી મારે રાજપાટ જોઇતુ નથી. કોઇ અઘોર વનમાં જઇ ત્યાં કોઇ દેવની સેવા વેજા કરીશ અને જો તે દેવ મારૂં વાંઝીયા મેણું ભાંગશે તોજ નગરમાં પાછો આવીશ, નહી તો જંગલમાં ભટકી આવરદાનો અંત આણીશ. આમ કહી કુલસીંહ વજીરને રાજપાટ સોંપી પોતે શ્યામ ઘોડા ઉપર સ્વાર થઇ ચાલી નીકળ્યો.

દુહા—રાણી રૂવે રંગ મેહેલમાંરે, દાસી રૂવે દરબારરે; કાંઇ૦ રૈયત સારા શહેરનારે, કાંઇ વરતાયો હાહાંકારરે. કાંઇ. હાટે રૂવે હાટ વાણીયારે, તે તો પાડી બેઠા હડતાળરે; કાંઇ. પ્રાણીમાત્ર રહે ઉદાસરે કાંઇ વૃક્ષ નમાવી છે ડાળરે; કાંઇ માળે લુગડેને કાળે ઘોડલેરે, કાંઇ રાજા લાગ્યા વનવાસરે. કાંઇ વાંઝીયા મેણું ભાગવારે, કાંપ છોડી ચાલ્યા નગરની આશરે કાંઇ.

હવે રાજા નગરમાંથી બહાર નીકળ્યા કે તમામ મહેલમાં રાણીઓ રૂદન કરવા લાગી અને દાસ દાસીઓ ચાકર નોકર અને નગરમાં વસનારા લોકોએ ઘણું કલ્પાંત કરવા માંડયું. તેમ છતાં રાજપાટ અને કુટુંબ કબીલો મુકીને એકલો ચાલી ગયો. આગળ જતાં એક મોટું બપૈયા વન આવ્યું, ત્યાં પવનથી ખરી પડીને પાંદડાંના ઢગલા જમીન ઉપર પડયા છે ને ખસેડીને હાથ વડે જમીન સાફ કરે છે એટલે પાંદડાંઘી ઢંકાયેલી જળાધારી સહીત મહાદેવની મૂર્તિ રાજાની નજરે પડી, તે જોઇ રાજા હરખ્યો કે હું કોઇ દેવને ખોળવા નીકળ્યો તે મારા ઉપર કૃપા કરીને મને સામા આવીને મળ્યા માટે હું આ જગાએ ધહીને મહાદેવ આગળ તપ કરૂં. એમ વિચારીને મહાદેવની પુજા કરવા લાગ્યો પુંજા કરતાં બાર વરસ વીતી જવા આવ્યાં. તો પણ મહાદેવ કાંઇ પ્રસન્ન થયા નહી. એવામાં એક દીવસ બે શીકારીઓ શીકાર કરવા નીકળ્યા હતા. તે શીકારીઓ ઓળીઓ ખભે ભરાવી ચાલ્યા આવે છે. તે શીકારીઓને જોતા રાજા મન સાથે વીચાર કરે છે કે આ લુંટારા છે, તે આ ઘોડાની લાલચે મને મારી નાખશે કે

રાજપાટ મુકીને મરવા સારૂં આવ્યો છું, માટે હાથે મરવું તેના કરતાં પરાયા હાથે મરવું એ વધારે ઉત્તમ છે. એમ માની હીમત રાખી રાજા બેઠા છે એટલામાં પેલા શીકારી આવી પહોંચ્યા અને કરડી આંખ કરી ઉભા રહ્યા છે રાજા કહે કે હે શીકારીઓ ! તમારા મનમાં જે હોય તે તાકીદથી કરી નાખો, એટલે હુ આ દુખમાંથી છુટીને તરત પરમેશ્વર પાસે સુખમાં જાઉ એસું આ વાત સાંભળી શીકારી વિચારમાં પડ્યા કે આ કોઇ મોટો માણસ છે, કારણ કે આપણે એક ગાઉ ઉપર જે વીચાર કર્યો હતો, તે તેના જાણવામાં આવ્યો; માટે માનો ન માનો પણ આ કોઇ દેવતા છે એમ ધારી મારવાની વાત તો ભુલી જઇને હાથ જોડી રાજાને પુછ્યું કે આપ કોણ છો ? અને અહી જંગલમાં શા કારણે બેઠા છો ? રાજા કહે ભાઇઓ ! હું રાજા છું, પણ મારે પેટ કાંપ છોકરૂં નથી, જેથી વાંઝીયા મેણું ટાળવા સારૂં આ મહાદેવની સેવા કરૂં છું ? તે સાંભળી શીકારીઓ કહે છે કે આપણે પણ વાંઝીયા છીએ, માટે ચાલો આપણે પણ એમની જોડે બેશીને મહાદેવની સેવના કરીએ તો પુત્ર થશે ! એન ધારી આડે ઝોળીઓ ભરાવી મહાદેવની સેવા કરવા બેઠા ને જ્યાં બેને ત્રણ દીવસ થયા એટલે પેલા શીકારીઓને ભુખ લાગી અને તેમનાથી ભુખે રહેવાયું નહી. એટલે વીચાર સુજ્યો કે આપણી પાસે શીકાર તૈયાર છે તે ખાઇએ, એમ ધારી ઝોળીમાંથી શીકાર બહાર કહાડીને મહાદેવની જળાધારી ઉપર મુકી કાપવા; એટલે તમામ જળાધારી રૂધીરથી ભરાઇ આવ્યું અઘોર કામ જોઇ મહાદેવ અકળાયા કે આ પાપી કેમે કર્યા જશે નહી અને મને ભ્રષ્ટ કરી નાખશે એમ વિચારી પોતે જોગીનો વેશ લઇ શીકારીઓના સામા ઉભા શીકારીઓએ કહ્યું કે અમારે પેટ કાંઇ છોકરૂં નથી તે સારૂ મહાદેવની પાસે પુત્ર લેવા આવ્યા છીએ તે આપશે એટલે જઇશું. લીધા સિવાય જનાર નથી મહાદેવે વિચાર્યું કે આ પાપીઓને હવે પુત્ર આપું. એટલે અહીથી. એમ ધારી મહાદેવે શીકારીઓને કહ્યું કે તમે ઘેર

જાઓ, તમને પુત્ર થશે. શીકારીઓએ કહ્યું કે વચન આપો તો જઇએ ? પછી મહાદેવ વચન આપી અંતરધ્યાન થયા અને શીકારી પણ હરખાતા પોતાને રસ્તે પડયા. આ તમાસો જોઈ રાજા જામ વિચાર કરે છે કે આપણા કરમની વાત છે કે હું બાર બાર વરસના અપવાસ કરીને સેવના કરૂં છું. પણ મહાદેવ મને કોઇ દીવસ સ્પપ્નામાં દેખાતા નથી, અને આ બે પાપીઓને મહાદેવે પુત્ર આપ્યા વાસ્તે હું પણ તેમની માફક કરૂં ? એમ વિચારી પોતાના ઘોડાનું દોરડું છોડીને ઉંચે ઝાડ સાથે બાંધ્યું અને પોતાના બે પગ બાંધીને પોતે નીચે મ્હોડે લટકીને એક હાથે મહાદેવની મુરતી ઉપર કટારી ઘાલીને હીંચકા ખાવા લાગ્યો એટલે કટારની અણીની ધાર માથા સાથે અથડાઇ માથું છુંદાવા લાગ્યું અને મહાદેવની જળાધારી લોહીથી ભરાવા લાગી. આવી કમકમાટ ભરેલી રીતે રાજા કમળ પુજા કરે છે તે જોઇ શીવને ઘણો ત્રાસ આવ્યો અને એકદમ આવીને કહ્યું કે— આમ શું કરવાને કરે છે ! રાજા કહે કે મહારાજ ! હું બાર બાર વ-રસથી પુત્રની આશાએ રાજપાટ મુકી ભુખ તરસ વેઠી તમારી સેવના કરૂં છું તો પણ તમે પ્રસન્ન થયા નહી ને આ પેલા શીકારી પાપી કરમ કરનારા તેમને તમે એક બે દીવસમાં પુત્ર આપ્યા, માટે મારે તો હવે તમારો માટે મરવું છે ! મહાદેવ કહે કે જેણે જેવું કર્યું હશે તેને તેવુ ફળ મળશે ! મેં એમને પુત્ર આપ્યા પણ તે પુત્ર છાણમાં કીડા પેદા થઇને મરી જાય છે, તેમ ઉછરીને મરી જશે અને તને જે પુત્ર આપવાનો તે કોઇ નામના કરવા લાયક થશે; માટે હવે તુ તારા પગ છોડી નાખ, હું તારા ઉપર તુષ્ટમાન થઇ ગયો છું પછી રાજાએ હાથ પગ છોડી નાખી બે હાથ જોડી પોતે મહાદેવના સામા ઉભા રહ્યા. મહાદેવે પુછ્યું કે તમારે કેટલી રાણીઓ છે ! રાજાએ કહ્યું કે સાત રાણીઓમાં ૭ માનીતી અને એક અણમાનીતી છે; પછી મહાદેવે કહ્યું કે ઉંચું જો, આ ઝાડ શેનું

છે ! રાજાએ જોયું એટલે આંબાનું ઝાડ દીઠું. પછી મહાદેવે કહયું કે તેના ઉપર ફળ છે કે નહી ! રાજાએ બીજી વાર ફરીને આંબા સામું જોયું તો આંબા ઉપર કેરીઓ ઝુલી રહી છે અને તે કાંઇ કારમી દેખાય છે. તે જોઇ રાજાએ કહ્યું કે મહારાજ ! બીનરૂતે આંબા ઉપર કેરાંઓ ઝુલી રહી છે ! મહાદેવે કહ્યું કે આ મારો ઘોકો લઇને જા અને આંબા ઉપર માર ! પણ તે કેરાંઓ નીચે પડે તે તારી રાણીઓને ખવરાવજે એટલે પુત્ર થશે ! જો વધારે લોભ કરીશ તો બાર વરસની મહેનત નકામી જશે. માટે બીજીવાર ઘોકો મારીશ નહિ! તે સાંભળી રાજાએ આબા ઉપર ઘોકો લઇને માર્યો કે સાત કેરીઓ પડી.

**દુહા**—જયેશ્વર મહાદેવ તમને વીનવુંરે, હુંતો લળી લળી લાગુ પાયરે; હુંતો૦ વાંઝીયા મેણું મારૂ ભાગીયુંરે, મારી સહાય કરજો સહાયરે. મા૦

મહારાજ ! તમે મારૂં વાંઝીયા મેહેણુ ભાગ્યું, તેથી મારા આનંદની કાંઇ સીમાં રહી નથી. જેથી હું બહુ સુખ પામીશ ! એવી રીતે રાજાએ મહાદેવને અરજ કરી, અને પ્રદક્ષણા કરીને ઘોડા ઉપર સ્વાર થઇ નગર ભણી ચાલ્યો. જ્યં નગર નજીક આવ્યું એટલે લોકોએ રાજાને દીઠો અને રાજા આવ્યાની વાત ચાલી તેતી તમામ રઇયત બહુ ખુશી થઇ, ફુલસિંગ વજીરે પોતાનું બધુ લસ્કર શણેગાર્યું, અને સોના રૂપાનાં ફુલ પડાવી મોટી ધામધુમથી ગાજતે વાજતે રાજાની પાસે આવ્યો રાજાને પ્રધાને તથા રાણીઓએ તથા રઇયતે સોના રૂપાના ફુલથી વધાવ્યા અને રાજા પોતે રાંણીઓના મહેલમાં ગયા, અને ત્યાં પોતાની છ માનીતી રાણીઓને બોલાવી પેલી સાતે કેરીયો આપી દીધી રાણીઓએ તે કેરી ખાધી અને ગોટલા છોતરાં મેહેલની બહાર ફેંકી દીધાં હવે પેલી અણમાનીતી રાણી દામાવંતી એ પોતાની દાસીને કહ્યું કે માનીતી રાણીઓના મેહેલ આગળ જા અને જા કે રાજા શી ચીજ લાવ્યા છે? અને તે ચીજમાંથી કાંઇક નકામું બારણે ફેંકી

દીધું હોય તે તુ લઇ આવ? તે સાંભળી દાસી માનીત્તી રાણીયોના મેહેલ આગળ આવીને જુવે તો કેરીઓના ગોટલા છોતેરાં રીઠાં તે જોઇને દાસી મનમાં કહે છે કે આ કેરીઓજ નવીન ચીજ જણાય છે? એમ ધારી કેરીયોનાં ગોટલાં છોતરાં વીણી લઇને પોતાની બાઇ દામાવંતીને આપ્યા તે કહ્યું કે બારણે જોતા નવી ચીજ કેરીઓ લાવ્યા છે? તેના ગોટલાંછોતરાં પડેલા હતાં તે હું લાવીછુ? દામાવંતી કહે કે ગોટલાં છોતરાં પણ કામમાં છે, એમ કહી ખાંડી કુટીને પીવાના રાખ કરી અને રાખને પીવાનો વીચાર કરે છે એટલામાં મનમાં વીચાર કરે છે કે કદી મને ગરભ રહેતો પછી રાજા આળ મુકે અને તે ખરૂ મનાય, કારણ કે રાજા મારા મહેલે કદી આવતા નથી માટે ફુલસંગ વજીર ને બોલાવી તેમના રૂબર પીઉ તો કોઇ દીવસે રાજાના મોં આગળ મારી શાખ પુરે એમ ધારી દાસીને ફુલસંગ વજીર ને તેડવા સારૂ મોકલી, પછી ફુલસંગ વજીર દામાવંતી રાણીને મેહેલે આવ્યા રાણીએ આસન આપ્યું રાજા પુત્રની આંશાએ બહાર ગયા હતા ત્યાંથી બાર વરસે આવ્યા ત્યારે કેરીઓ લાવ્યા હતા, તેના ગોટલા છોતરાંમારા હાથમાં આવ્યાં છે; તેની રાખ કરીને મેં પીવાનો વીચાર કર્યો છે; કદાચ કોઇ મોટા પુરૂષે તે કેરીઓ પુત્ર થવા સારૂ આપી હોય ને કદી મને ગર્ભ રહે તો મારે માથે કલંક મુકે. શાથી કે હુ રાજાથી અણમાનીતી છું તે સારૂ તમને વચમા રાખવા સારૂ તેડયા છે. પુત્ર થશે તો તમારી વતી હું જવાબ દઇશ ઠીક છે એમ કહી ચંદ્ર સુરજની સ્તુતિ કરવા લાગી.

દુહા—ચદ્ર અને સુરજ તમને વીનવુરે, મારી સાચેરી પુરજો શાખરે મા૦ રાજા મોહલે નથી આવતારે, મને કુડિ ચડાવે આળરે. મા૦ પીતા વીના જોને પુત્ર થયોરે, એવી આપશે મુજને ગાળરે.

હે ફુલસંગ વજીર તમારી અને ચંદ્ર સુરજની શાખે આ કામ કરણુ જો મારા ભાગ્યમાં હોય ને મહાદેવ મને પુત્ર આપેતો મારી લજજા તમારા હાથમાં છે, એટલું કહી રાણીએ ફુલસંગ વજીરને વીદાય કીધા એટલે તે

પોતાને ઘેર ગયા. હવે રાણીએ વિચાર કર્યો કે રાબ પીવાથી કદાચ મને પુત્ર થશે તો તેને ચઢવા લાયક ગોડો જોઇએ, માટે મારી ઘોડીને અડધી રાબ પાઉ તો વછેરો તેના જેવોજ થાયા એવું ધારી અડધી પોતે પીધી અને અડધિ ઘોડીને પાઇ. તે દિવશથી રાણીને અને ગોડીને સાથે ગર્ભ રહ્યા પણ છ માનિતિ રાણીઓને કેરીઓ ખાધાથી ઘર્ભ રહ્યા અને જ્યાં નવ મહિના પુરા થયા એટલે સાત રાણીઓને પુત્ર અવતર્યા અને એટલા મહિને ઘોડિને પણ મહા જોરાવર વછેરો થયો માનીતી રાણીઓને રાજાએ કેરીઓ આપી અને રાણી દામાવંતી અણુમાનિતિ જાણી કેરી આપી નહિ, એટલે વેરાં વંચો કરવાથી મહાદેવ કોપાયમાન :થયા. જેથી છ રાણીઓના પુત્ર કદરૂપા લુલા અને લંગડા થયા અવતર્યા અને હેતે કરીને ઘોટલા છોતરાની રાબ પીનારી પેલી અણુમાનીતિ દામાવંતીને મહા કાંતિવાન અને તેજસ્વી પુત્ર પેદા થયો હેલી છ માનિતિ રાણીઓને પુત્ર આવ્યાની વધામણી રાજા પાસ ગઇ, તેથી રાજા હરખ્યા. પણ અણુમાણીતિને પુત્ર થયો તેની કોઇને ખબર નથી. સવારના પહોરમા દામાવંતી દાસીને બોલાવીને કહે છે.

**દુહો**—દાસીરે મારી જાને બેનડીરે, તુંતો ઝટપટ તઇયાર થાયરે, તુંતો૦ જ મોત્તરી કરાવીને પુછીએરે, જોશીને તેડવા જાયરે. કાં૦

અરે ઓ દાસી ! તુ ઝટપટ તઇયાર થઇને જા જોશીબાવાને બોલાવી લાવ કે આપણે બાઇનો જન્મોતરી કરાવીએ. દાસી જોશી બાવાને બોલાવી લાવી પોતાની બાઇ પાસે આવીને કહ્યું કે મહારાજ કુંવર આજ રાતના અવતર્યા છે, માટે કયાં નક્ષત્રમાં તેમનો જન્મ છે ! અને તેમનું શું નામ પાડવું તે મને કહો જોશીબાવાએ જન્ણાક્ષર તઇયાર કરી ગ્રહ ઉપરથી નામ કાઢી કહ્યું કે:—

**દુહો**—સારે નક્ષત્રે કુંવર આવીઆરે; એતો રાખે પીતાનો દામરે; એતો૦ ધરણી ધરૂજે એના તેજથીરે, મતીઆમારૂ નામરે. કાંઇ૦ એમનેરે મતનેરે મતેરે સઉને જીતશેરે, એતો ઝાઝેરી રાખશે હામરે. એતો જગશર મહાદેવ અની સહાશમારે, એતુ ગજરેમાર પાડો નામરે, એનું૦

બાઇ તો એવા અને તાપકારી નક્ષત્રમાં જન્યા છે કે તેઓ મહા પરાક્રમી જોરાવર અને કાન્તીવાન થશે. પણ બાર વરસની ઉમ્મરમાં કુંવરને વનવાસ જવુ પડશે, વનમાંથી આવ્યા પછી કુંવર ગાદીએ બેસશે એવું કહયાથી રાણી ઘણાં ખુશી થયા, અને હસીને કહ્યું કે જોશીને શેલા પાઘડી અને હીરાજડીત સોનાનાં કડાં પહેરાવજો. દાસીએ તે પ્રમાણે સર્વે આપ્યું એટલે જોશી મહારાજ રાજી થઇ પોતાને ઘેર ગયા. દામાવંતીને હરખની સીમા કાંઇ રહી નહી હવે કુંવર દીવસે ન વધે તેટલો રાતે વધે એ રીતે સાત વરસની ઉમરના થયા એટલે ભણવા વારૂ મુકયા. ભણી ગણી મહા વિદ્વાન થયા અને જેમ જેમ મોટી ઉમરના થયા : તેમ તેમ પોતાની હુશિયારી ચતુરાઇ અને અંગની ખુબી બહોર નીકળવા માંડી. એક દીવસ આમરાજાએ પોતાની માનીતી રાણીઓના કુંવરને દરબારમાં બોલાવ્યા અને તેમની ગાદી પોતાની પાસે નંખાવી તે ઉપર બેસાડયા કુંવરોને જોઇ તમામ સભા લાજવા લાગી અને માંહો માંહે સૌ હસવા લાગ્યા એટલે કુલસંગ વજીર વીચાર કરે છે કે આ વખતે જો દામાવંતીનો કુંવર ગજરામારૂ હોય તો બધી સભા ઝાંખી પડે ! પણ રાજાના કહ્યા વગર તેડી કેમ લવાય ! રાજા ગુસ્સે થાય ન થાય પણ બીજી તો હરકત નથી. ખેર રાજા ગુસ્સે થશે પણ આ વખતે તો કુંવરને તેડી લાવું એમ ધારી વજીર દામાવંતીના મહેલે આવ્યો, અને રાણીને કહ્યું કે આજ તમારી પાસે એક ચીજ માગી લેવા આવ્યો છું ! રાણી કહે ભાઇ ! મારી પાસે માગશો તેને આપી શકાય તેમ હશે તો હુ જરૂર હાજર કરીશ માટે કહો તમારે શી ચીજનો ખપ પડયો ? વજીર કહે બાઇ ચીજ તો કાંઇ જોઇતી નથી, પણ તમારો કુંવર રાજા પાસે મારી સાથે મોકલો ! ત્યાં રાજાના કુંવર આવી બેઠા છે તે જોઇને સકળ સભા લાજી મરે છે, માટે હું તેડવા આવ્યો છું, દામાવંતી કહે કે વજીર રાજાનો ઇતબાર શો ? કુંવરને જોઇ કાંઇ દગો કરે તો મારે કરવું શું ! વજીર કહે કે મારા જીવ સમાન છે જેથી

રીતે લઇ જઇશ તેવી રીતે તમને સોંપીશ ઠીક ? એમ કહી કુંવરને કહયું કે આ વજીર સાથે દરબારમાં જાઓ અને એવું ચાતુરપણું દાખવજો કે મારી કુખને એબ ન લાગે માતાની આજ્ઞા થતાં મારૂએ રાજવંશી પોશાક પહેરી સજ થઇ માતાને પગે પડી આશીશ વચન લઇ વજીર સાથે વાત કરતો ગજરામારૂ દરબારમાં આવી રાજાની જોડે ઉભો, અને વજીર પણ બેઠો. કુંવરનું તેજોમય સ્વરૂપ પ્રકાશતાં આખી સભા ઝાંખી પડી ગઇ. તે જોઇ રાજાએ પુછયું કે આ કુંવર કોનો છે !

પ્રધાન કહે કે જેના આ ૭ કુંવરો છે તેનોજ આ સાતમો કુંવર છે. રાજા કહે કે ૭ રાણીઓના ૭ ખરા પણ આ સાતમો કયાંથી ? પ્રધાન કહે કે કેમ ભુલો છો મહારાજ એ સાતમી અણમાનીતી રાણીનો કુંવર છે. રાજા કહે કે હુ એના મહેલે જતો નથી તો આ કુંવર શી રીતે પેદા થયો સસ કહો ! મારા મનને ખોટે મારગે લઇ જવાની તજવીકરશો નહી. પ્રધાન કહે કે એ મહાદેવની કેરીઓના ગોટલા છોતરાની પ્રસાદીનો ! રાજા કહે કે મારો કુંવર હોય તો મારા સમીપ આવી સલામ ન કરે ! ગજરામારૂ કહે હું સાત જણ વગર બીજા કોઇને સલામ ભરતો નથી. રાજા કહે કે માદાથી ચઢીઆતા બીજા કોણ છે ? દુહો—પહેલી સલામ મારી માતનેરે, જેણે નવ માસ રાખ્યો પેટરે; જેણે દેહી કષ્ટીને ઉછેરી આરે, મારી ધણી એક કીધી વેઠરે; મારી૦ બીજી સલામ જગશર મહાદેવનેરે. જેણે પેટમાં ગર્ભજ દીધરે; જેણે૦ જઠરાગનીથી મુજને જાળવીરે, મારી ધણી એક રક્ષા કીધરે; મારી૦ ત્રીજી સલામ મારા પ્રભુનેરે; જેણે આપ્યો બહાર અવતારરે; જેણે૦ જીવતા લગી જશ આપશેરે, એ તો મુવે ઉતારે ભવ પારરે; એતો૦ ચોથી સલામ મારા રેવંતનેરે, એતો રણમા રમાડી લાવે ઘેરરે; એતો૦ આમ ઠેકી પડે પર ગામમાંરે, એની કોઇ નવ જાણે પેરરે. એની૦ પાંચમીં સલામ મારા ખાંડાનેરે, એતો રણમાં કરે મીઠા ઘાવરે; એતો૦ દુશ્મન દુર રહે દેખીનેરે, એતો મારૂ બુડતુ તારે નાવરે, એતો૦

છઠી સલામ મારી ઢાલનેરે, એતો રણમાં હૈયા કેરી ઓથરે; એતો દુશ્મન જોઇ ઝડપ ઉઠચીરે, મારી પડતી બચાવે લોથરે; મારી૦ સાતમી સલામ ધ-રતી માતનેરે, એતો સુવા જીવતાનો કરે વિશ્રામરે; એતો૦ પ્રાણી માત્ર સહુ પેટ ભરેરે, કાંઇ જીવતા જીવન ઠામરે, કાંઇ૦

કુંવરનાં આવાં વચન સાંભળી રાજાને બહુ રીશ ચડી અને તેનું શીર છેદ કરવાનો હુકમ કીધો. વજીરે કહયું કે મહારાજ કુંવર રાણીને પાછો સોંપવાની મારે કબુલાત છે. ત્યાં સુધી તમારે કાંઇ કરવું નહી. એમ કહી કુંવરને લઇ વજીર દરબારમાંથી બહાર નીકળ્યો કુંવર વજીરની સાથે આવ્યો તે જોઇ રાણી ઘણી ખુશી થઇ. કુંવરે વજીરને કહ્યું કે સવાર પ-તાંજ સુતાર કડીઆ અને બીજા કારીગરોને બોલાવી રાજા કરતાં પણ સરસ મહેલ બંધાવવો અને કસી પ્રકારની ખામી રાખશો નહી વજીર કહે કે તમે કાંઇ ચીન્તા કરશો રહિ. તમે બેઠા બેઠા જોયા કરો. એમ કહી ઘેર આવી માણસોને બોલાવીને મહેલ બંધાવવાનો હુકમ આપ્યો રાજા જાણે નહી તેમ જુજ સમયમાં મહેલ બંધાવી તૈયાર કીધો. આ રંગબેરંગી ચિત્રવિચિત્ર બાંધણીના મહેલની રમણીય શોભા જોઇને ગામના લોક છક થઇ ગયા આ નવીન મહેલમાં ગજરામારૂ પોતાના સોબતી છોકરાઓને ભેગા કરી રા-જાની માફક એક ઠાઠદાર કચેરી ભરવા લાગ્યો અને કસુંબાની લાલચે મોટા મોટા માણસોની ઠઠ ગજરૂને ત્યાં ભરાવા લાગી. એટલામાં એક ભાટ ગજરામારૂનો જશ ગાતો ગાતો રાજાની કચેરીને રસ્તેથી પોતાને મારગે ગયો. દુહો—ખાંડીએ બેડીએ લુલે લંગડેને, કાંઇ લજવી માર્યું બધુ ગામરે; કાંઇ૦ ધનરે અણુમાનીતીની કુખનેરે, તારુ નવ ખંડ રહેશે નામરે; તારૂ૦

ગજરામારુની કીર્તિ સાંભળી રાજાને પગથી તે માથા સુધી આગ લાગી બહુ ખીજવાઇ ગયો અને ગજરામારૂને દેશ પાર કરવાનો હુકમ કર્યો આ હુકમ કોઇ બે સીપાઇ શીશ નમાવી નીકળ્યા જ્યાં મારૂ મોટા ઠાઠ માઠથી બેઠો છે, ત્યાં સીપાઇ આવી કહેવા લાગ્યો કે આપના પીતાએ

દેશપાર કરવાનો અને તમને રાજા પાસે લઇ જવાનો હુકમ કર્યો છે ત્યારે મારૂએ કહ્યું કે જાઓ તમારા રાજાને કહો કે હું તમારી હદમાં નથી, માટે તમારો હુકમ માનતો નથી. બારમે વરશે વનમાં જઇશ ને છતાં તમારે લડવાનું જોર હોય તો લડવાને તૈયાર છું સીપાઇઓએ રાજાને જઇને કહ્યું રાજાએ પ્રધાનને કહ્યું ત્યારે તેના ઉતરમાં પ્રધાને કહ્યું કે એમા કાંઇ ખોટું નથી વળી મોસાળનું જોર વધારે છે તેથી તમે આગળ જઇ પાછા પડશો. તે સાંભળી રાજા ચુપ થઇ બેઠો બારમું વરસ બેસતાં કુંવર વનમાં જશે એવી ફાળ રાણીના પેટમાં પડતાં તેણે શીચાર કર્યો કે આને પરણાવી સ્ત્રીના છંદમાં નાખીશ તો પરદેશ જતો અટકશે. એવું ધારી બ્રાહ્મણને બોલાવા નીચે પ્રમાણે કહ્યું.

દુહો—બ્રાહ્મણ વીરા તને વિનવું રે તુ તો જાજે ગામોગામરે; તું૦ કુંવર જેવી કન્યા લાવજેરે, મારૂ આટલું કરજે કામરે; મારૂ૦ રૂપે ગુણે કોઇ શોભતીરે, તેમાં ન હોય ખાપણ કે ખોડરે; તેમાં૦ મારુરે મહારા મોહી રહેરે, તેવી મેળવ જુગત જોડરે; તેવી૦ ગુણ નહી ભુલું હુતો નાવરો તને રાખીશ મારી પાસરે; તને૦ ધન આપું જોઇએ તેટલુંરે, તારી પુરીશ હુતો આશરે. તારી.

રાણી દામાવંતી પાસેથી વાટ ખરચના રૂપીઆ સો લઇ ઝડ રસ્તે પડયો. કમળાવતી નગરીમાં ગુલાબસીંગ રાજાની કુંવરીને ગજરામારુની આવવાથી ગજરામારુ સિવાય બીજા સાથે નહી પરણવાને મહી ઠરાવ કરી તેની ઝંખના ઝંખતી ઝરૂખે બેઠી છે મહા વિચારમાં પડી આસપાસ જોયા કરે છે એટલામાં ભટકતો ભટકતો મહેલ નીચે આવ્યો, તે કુંવરીને જોતાં ઉભો ? કુંવરીની નજર વના પર પડી એટલે તે મુસાફરને ઇશારત કરી પોતાની પાસે બોલાવી પુછ્યું કે મહારાજ તમે મારા નગરમાં શા ણારે આવ્યા છો ? તે ખરેખર ન કહો તો તમારા માથે સ્ત્રી હત્યાનું પાપ છે ?

દુહો—સાચુ કહેતાં રાણી સત ચડેરે તમને મોહરુપી વાગશે બાણુરે; અમને૦ ગઢમાંડવથી હુ તો આવિયોરે, કાંઇ કન્યા જોવા ને કાજરે, કાંઇ૦

કોઇ એવી જનેતાએ જનમીઓરે, કોઇએ નથી સાંભળ્યો કાનરે; કોઇ૦ નામ સાંભળતાંજ નારી ઠજેરે, તેને વાગે મોહનાં બાંણુરે; તેને૦

ભાટના મુખથી ગજરામારુના ગુણુની તારીફ સાંભળતાં કુંવરી છક થઇ ગઇ અને તેજ પોતાનો પ્યારો ગજરામારુ હશે એમ ધારી તેનું નામ જાણવા સારૂ બ્રાહ્મણને પુછ્યું. મહારાજ મને ધીરજ રહેતી નથી તેને વરમાળા આરોપી મારો કરી લેવા આતુર છું, માટે તેનું નામ કહો ત્યારે બ્રાહ્મણ કહે કે માંડવગઢના જામ રાજાની અણુમાનીતીનો કુંવર ગજરામારુની સગાઇ કરવા આવ્યો છું જેણે તપ બહુ કર્યા હશે અને જેના ભાગ્યનો ઉદય થશે તેજ ગજરામારુને પામશે કુંવરીએ પોનાના મનમા ધારી રાખેલા ગજરામારૂની ખબર સાંભળી બહુ આનંદ પામી અને પેલા વેવિશાળીઆ બ્રાહ્મણને પોતાના પીતા પાસે મોકલ્યો. બ્રાહ્મણે દરબારમાં જઇ વિવાહની વાત કહી એટલે રાજા રાણીઓને પુછવા જનાનખાનામાં ગયા. રાણીઓએ વિવાહ કરવા હા કહી એટલે રાજાએ દરબારમાં આવી પોતાની કુંવરી ચંપાદેનો વિવાહ ગજરામારુ સાથે કર્યો. બ્રાહ્મણને વધાઇ લઇ દામાવંતી રાણી પાસે આવ્યો અને સઘળી વાત કહી તે સાંભળી રાણી ખુશી થઇ બ્રાહ્મણને બહુ ધન આપી ખુશી કર્યો. હવે જામ રાજા બહુ ફીકરમાં રહે છે એક દહાડો ક્રોધ આવ્યાથી પોતાની દાસીને કહ્યું કે તું સવારના પહોરમાં કાળો પોશાક અને કાળો ઘોડો ગજરામારૂના મહેલ આગળ મુકીને આવતી રહેજે જો તે ટેકવાળો હશે તો એક ઘડી ગામમાં ઉભો નહી રહે; દાસીએ રાજાના હુકમ પ્રમાણે કર્યું. સવારના પહોરમાં ઉઠીને મારુ ઝરૂખે આવ્યો તેવોજ પેલો ચઢવાનો ઘોડો અને પોશાક તેની નજરે પડયો તે જોઇને વિચાર્યું કે રાજાનું જોર ન ચાલ્યું ત્યારે આજ મને ગરીઆઇથી દેશવટો દીધો માટે જો હું ન જાઉં તો મારી જનેતાની કુખનેને એબ લાગે માટે મારા બાપનો હુકમ માની પરદેશ જવું જોઇએ એમ ધારી પોતે દાતણ કરી જન્યાતરીમાં જુએ છે તો તેજ દીવસે વનવાસ જવાનું ટાંકણું આવી

રહ્યું છે, તેથી તરત પોતાના રેવંતને તૈયાર કરી કાળાં વસ્ત્ર પહેરી પોતાની મા પાસે રજા લેવા આવ્યો. કુંવરને આવતો જોઇને રાણીના પેટમાં ફાળ પડી અને આંખમાં આંસુ લાવી કુંવરને કહ્યું કે,

દુહો—કોનાં કોનાં ઢોળીયાંરે કુંવર કોનો કર્યો ભંજવાડરે; કુ૦ કાળે ઘોડે ને કાળે લુગડેરે; જોઇ લાજી મરે રજવાડરે; જોઇ૦

ભાઇ જેને તને દુભવ્યો હોય તેનુ નામ દે એટલે હું તેનું જડ ળમુ કઢાવી નાખું. કુંવરે વિચાર કર્યો કે જો હું રાજાનું નાણ દઇશ તો મારી મામા પાસે રાજાને હેરાન કરાવશે માટે મારા કરમનો વાંક કાઢુ જેથી કોઇને દુઃખ ન થાય એમ ધારી કુંવરે કહ્યું કે મેં મેં કોઇનો બગાડ કર્યો નથી પણ મારા કરમે મને આ ઘોડો ને પોશાક ખળ્યા છે. માટે જલદી મને રજા આપો! કુંવરના વચન સાંભળી રાણીની આંખમાં ચોધારે આંસુ ચાલ્યા જાય છે અને કાયા કંપી રહી છે. દુહો—તમો ચાલ્યા મારુ ચાકરીરે, અમને કોનો દોછો આધારરે અમને૦ દુઃખની વાતો કોને કીજીએરે મારો કોણજ કરશે સહાયરે, મારી૦ દુહો—તમને સોંપી સમરથ સુખથીરે, પીયર ગય મટે ઉંચાટરે. પીયર૦ દુહો—સાસરીયામાં મારૂ મારે વુંસણુંરે, મારા પીયરનાં ભોજાઇ લાંઠર; મારા૦ રતન સરખો કુવર જાય છેરે મારા જીવતરમાં ઉડી વાટરે. મારા.

ભાઇ તને ખબર છે કે તારા પીતાનુ હેત મારા ઉપર કેટલું છે કે તે સુખે હુ તારા દુઃખ વીસરીને અહી રહું વારૂ તને તો જવા નહિ દઉં એમ કહી રૂવે છે. કુંવરે જવાની હઠ કરી એટલે રાણીએ વિચાર્યું કે તે રાખ્યો રહેવાનો નથી. પણ જો આજની રાત રાખીને રાતની રાતમાં મારા ભાઇને તેડાવું ને કુયરને કન્યા પરણાવું તો કદાચ મોહમાં સપડાઇને રહો એવું ધારીને મારુને કહ્યું કે દુહો—આજનો વાસો રહો મહેલમાંરે, તમને વહાણુમાં દઇશ શીખરે તમને નાને કહે જો તમે નિસરોરે, કાંઇ ઘોળી પીઉ હુંતો વિખને કાંઇ૦ એ રીતે માતાનો આગ્રહ

જોઇ પોતે એક દીવસ રહેવાની હા કહી સાંજ પડતાં રાણીએ વિચાર કરયો કે આજના રાતની રાતમાં પરણવાનુ કામ છેવું છે, તેથી માણસના પગથી કે ઘોડાથી નહીજ બની શકે માટે હજાવ ગાઉ ચાલી શકે તેવી સાંઢ હશે તોજ કામ થશે. એમ ધારી રાણી રબારીવાડામાં આવીને રૂડીયા રબારીને બોલાવે છે.

દુહો—રૂડીયા રેબારી વિરા વિનવુંરે હુંતો તુજથી નાનેરી લાગુ બહેનરે. હું૦ કામ પડયું વિરા એટલુંરે, માટે આવીછુ માજમ રેનરે; માટે ઝટપટ તુતો જાગજેરે કાંઇ લાવી મારાપર મહેરરે. લાવી. કુંવર કુંવર વિદેશે મારો જાયછેરે, કાંઇ જોબન બાળે વેશરે: કાં૦ સાલા સુલાને જઇને એમ કહેજેરે, તારો ભાણેજ જાય પરદેશરે. તારા રબારીને આપુ માથા માળીયુંરે તને આપુ નવસર હારરે તને૦ ઝટપટ તુતો એહનેરે, કાંઇ કામ પડયું દરબારરે. કાંઇ૦

હે ભાઇ તું એને જલદી જગાડ, દરબારમાં કામ પડયું છે તેથી આટલી રાતે આવીછુ. દરબારનું નાંમ સાંભળી રબારણ પાતાના ધણીને જગાડયો અને કહ્યુ કે આટલી રાતે સરકારનું કામ આવ્યુ છે. એમ કહી રબારી બેઠો થયો, એટલે રાજાની રાણી દામાવંતીને દીઠી, રબારીએ કહ્યું કે આટલી રાતે તમે એકલા મારે ઘેર કેમ આવ્યા ? રાણી કહે કે ભાઇ ? તારૂ કામ પડયું છે ! ગજલમારૂ દેશવટે જાય છે માટે તુ અગાઉગર જઇ મારા ભાઇને રાતની રાતમાં તેટલા લારૂ જોરાવર સાંઢ હોય તે લઇને જા ? તે સાંભળી રબારીએ કહ્યુ કે,

દુહો—વણુસેને સાઠ મારે ઘેર સાંઢણી, તેમાં ગંગા જમનાની જોડરે; તેમાં મન વેગે ચાલતીરે તેમાં ન મળે ખાંપણ કે ખોડરે. તેમાં૦ અખંડ જોતાં ઘીની જળહળેરે, તે તો પલક જોજન જાયરે: તે તો ધારી બેપે હું તો પરવરૂરે, તમે મનમાં રાખજો ધીર તમે અમનગર પોચુ પલકમાં, તેડી લાવુ તમારો વિર. તેડી૦

દુહો—રસ્તે જાજોરે જોઇ જાળવીરે, ભુંડા અંધારી રાતનુ કામરે. ભું૦ ખરો વાલેસરી તું તો માહરોરે, તેં તો ઘાલી જવાની હામરે. તે તો૦

ગુણુ નહિ ભુલું તુતો તાહરેરારે કાંઇ ગુણુ ઓશીગણુ થાઉ, કાંઇ કડા કંઠીને શેલા પાઘડીરે સવા લાખ સોનૈયા દેઉરે. સવા૦

એમ કહી રાણી પોતાના મહેલમાં આવી રબારી શણુગાર સજીને પોતાની સાંઢપર સ્વાર થયોં. પછી જેમ ગોફણુમાંથી ગોળો છુટે છે તેમ સાંઢે ચાલવા માંડયું જતા જતા નગર પાસે આવ્યું, એટલામાં સમસમાટ કરતી રાત ચાલી જાય છે, તેને રબારીએ પુછયું હે માશી કયાં જાઓ છો? ત્યારે રાત કહે કે હુંતો વહાણુ વાવાને જાઉં છું? ત્યારે રબારીએ વીચાર્યું કે જો રાતને કબજે કરૂં તો વહાણુ વાવાની ફીકર મટી જાય. એવું ધારી ચાબખો ભોંયપર નાંખી દીધો, અને રાતને કહ્યું કે માશી મારો ચાબખો આપો! રાત કહે મને તો વાર થાય છે તેથી તારે મેળે લે? રબારીએ કહ્યું કે સાંઢને નીચે બેસાડીસ તો મારાથી નીચે ઉતરાશે અને તમે તો ઉંચો હાથ કરી આપી શકશો. પછી રાત ચાબખો લઇ ઉંચો હાથ કરી આપે છે એટલે રબારી રાતનું કાંડુ ઝાલી સાંઢ ઉપર ખેંચી લીધી અને પોતાની ગાંડ તળે ઘાલી ઉપર ચડી બેઠો. વહાણુ વાવાની ફીકર મટી ગઇ. અને રૂડીઓ અમનગર આવી પહોંચ્યો, ત્યાં દરવાજા બંધ દીઠા. એટલે પોતે દરવાનને કહ્યું કે ભાઇ દરવાજો ઉઘાડીને મને જવા દે ત્યારે દરવાને કહ્યું કે કુંચીઓ દરબારમાં પડી છે તેથી અત્યારે નહી ઉઘડે. તેથી રૂડીયા રબારીએ વિશ્વાસ નાખી પોતાની સાંઢને કહે છે.

દુહો—ફરેટ ગોજારી સાંઢ પાપણીરે, તેંતો સારો કર્યો વીશ્વાસરે, મેતો ખેપ કરી સુખે ખાલી ગઇરે, દામ મળવાની નથી આશરે. દામ૦

રૂડીઆને શોકાતુર થયેલો જોઇને સાંઢ બોલીકે રૂડીઆ એક ખેતરવા પાછી લઇ જઇ તું મને ઠેકાવીશ તો કોટના કાંધરા અને આપ સુધાં કુદીને હું શહેરમાં જઇશ જેથી રૂડીઆને હિંમત આવી તેથી સાંઢ ઠેકાવી તો તે સાલાસુલ.ની પોળે જઇ ઉભી રહી અને રૂડીઆએ કહ્યું કે.

દુહો—પોળીયા મારા તુતો બાંધવારે કાંઇ સાલાસુલાને જગાડરે. કાં૦ કામ મારે છે ઘણુ ઓપટીનુંરે, તુતો ઝટપટ પોળ ઉઘાડરે. તુંતો પો૦ ળીઆએ પોળ ઉઘાડી અને સાલાસુલાને જગાડી કહ્યું કે.

દુહો—સાલાસુલા તમને વિનવુંરે, કાંઇ લળી લળી લાગુ પાયરે કાંઇ. ગઢમાંડવથી હું આવીયોરે મુને વાર ઘણેરી થાયરે સુ૦ માટે વેલારે તમે ઉઠજોરે, કાંઇ તત્પર થાઓ નરેશ; કાં દામાવંતીના દીકરાનેરે, એના તાતે આપ્યો પ્રદેશરે એના૦ માટે રાણીએ મને મોકલ્યોરે, કહેજો ભાણેજ જાય વીદેશરે, ક૦ અત્યારે આવીને તમે રોકજોરે કુંવર હજુએ છે બાળે વેશ રે; કું૦ રૂડીયાનો સવાલ સાંભળતાં સાલાસુલા જાગી ઉઠયો ને નીચે આવીને રૂડીયાને પુછયું કે ભાઇ શું છે રૂડીયે કહ્યું કે ગજરામારૂને એના બાપે દેશવટો દીધો છે માટે તે સવારમાં જવાનો છે તેથી તમને તેડવા આવ્યો છું એવું સાંભળી સાલાસુલા ઘણો દીલગીરી થયો અને તઇયાર થઇ સાંઢ ઉપર બેઠો રૂડીએ સાંઢ ઠેકાવીં પવન વેગે મુકી કે માંડવગઢ આવી જ્યાં દામાવંતી રાણી ભાઇને જોઇને રાજી થઇ અને રબારીને ધન આપી ખુશી કર્યો. અને સાલાસુલાને દામાવંતીએ કહ્યુ કે ભાઇ આતો સવારમાં જવાનો અને એનો વીવાહ કમળાવતી નગરીના રાજાની કુવરી સાથે કર્યો, છે તો ત્યાં રાતમાં લેઇ જઇને પરણાવી આવોતો તે કોઇ દિવસ પાછો ઘેર આવે રાણીના ભાઇએ રબારીને કહ્યું કે ભાઇ આટલુ કામ કરવાની હીમત બાંધો તો ઠીક રબારીએ કહ્યું કે મારા જીવમાં જીવ છે ત્યાં સુધી તમારો તાબેદાર છું પછી મામાએ મારૂને જગાડયો. તેણે જાગીને કહયું કે મામા મારેતો સવારમાં પરદેશ જવું છે ? મામાએ કહયું આપણે ઘેર બધાને મળીને જજો. એવુ સમજાવી સાંઢ ઉપર બે-સાડી સાંઢને ઉઠાડી તે કમળાવતી નગરીમાં આવી પહોંચી મામાએ રાજા પાસે જઇને કહયું કે અમારા ભાણેજને એના બાપે દેશવટો દી-ધો છે માટે તમારી કુંવરી પરણાવી દો કેમકે તે હાલ પરદેશ જવાનો છે. એવું સાંભળીને રાજા દીલગીરી થયો અને વીચાર કર્યો કે કોઇ ગરીબ ગરબો હોયતો પરણાવવાની ના કહીએ પણ આ તો સાલાસુલા ને જામ બહુ જબરા છે એટલે તેમને ના કેમ કહેવાય ? પછી પોતે રાણી પાસે જઇ કહયું ગજરામારૂના બાપે એને દેશવટો દીધો છે માટે પરણવા સારૂ આવ્યો છે રાણી કહે કે એવી રીતે કન્યા કેમ દેવાય રાજા કહે આપણાથી ના પણ નહી કહેવાય કુંવરીને પુછીયે

તે શું કહે છે હું ા—જાન આવી ગઢ માંડવથીરે કાંઇ પરણવાને હાલરે; કાંઇ૦ પીતા એનાએ આપ્યો દેશવટોરે એતો પરદેશ જાશે કાલરે એ૦ રાજકુવર પરણી તુંજનેરે તેતો હમણાં જશે વનવાસરે, તેતો૦ લખ્યુંહશે તારે આવશેરે તમે મુકો પરણવાની આશરે; તમે૦ રાજકુંવર પરણીને જાઓરે મેહેલે બેઠી ચાવીશ પાનરે મે૦ તેનો રહેશે તને ઓરતોરે કાંઇ મારૂં કહયું તુ તો માનરે કાં૦ દુહો—કરમે લખ્યું હશે માહરેરે તેતો મીથ્યા નહી થાય તે૦ રૂડો ભુંડોરે કરમે ધર્યોરે મને બીજો કહેતા બેસ પાપરે; મ૦

માટે હે પીતાજી મારા કરમમાં જે લખ્યું હશે તે થશે જેવો તેવો મે એક વખત કબુલ કર્યો તેજ ખરો; હવે બીજો કહેતો પાપ લાગે આ સાંભળતાં રાજાએ લગનનો સામાન મંગાવ્યો અને કન્યાદાન દીધું જયાં ગજરામારૂ ચોરીમાં ફેરા ફેરેછે અને ત્રણ મંગળ વરતાઇ રહયા એટલે મારૂને યાદ આવ્યુ કે આ પંચાતમાં પડીશ તો પીતાનું વચન જશે, તેથી તરવાર ખેચી વરમાળા કાપી નાંખીને નાઠો જતા મામાએ વાર્યો પણ માન્યું નહી એટલે ચોથુ મંગળ ખાંડાથી વરત્યું કન્યાને પીયર મુંકીને મારૂ સાંઢ ઉપર બેસી ચાલી નીકળ્યો રસ્તે આવતાં એક ગામમાં તરગાળા રમતા હતા તે જોવા સાંઢ ઉભી રાખી હવે તરગાળા કહેછે કે ભાઇ આજે રાતને કોઇએ બાંધી રાખી છે કે અમો ખેલ એકનાજ બબે ચચાર વખત કર્યા પણ રાત હઠતી નથી તે વાત રબારીએ સાંભળ કે જો હવે રાતને ઝાઝી વાર બાંધી રાખીશ તો લોકોને બહુજ નુકશાન થશે તેથી પોતે તરગાળાને તોડો આપી વિદાય થયો કે માંડવગઢમાં આવ્યો અને કુંવરને દામાવંતાને સોંપીને મથા સાલાસુલાને અમનગર મુકી ઘેર આવી રાતને છોડી દીધી વહાણુ વાયુ એટલે ગજરામારૂ તઇયાર થઇ માતાનેં પગે પડી ચાલવા માંડે છે એટલે રાણીએ કહયું કે દુહો—સુરજ પોળે તપે સાંચરોરે કાંઇ ઉગતે સુરરે કાંઇ પર વસ્તીને પર રાજમાંરે કાં વાધે ઘણુ એક નુંરરે; કાંઇ૦

સારા શુકન લેઇ મારૂ રસ્તે પડયો તે જોઇ રાણી રૂદન કરવા લાગી દુહો—સુનો સમરથ મારૂ ઢોલીયોરે તારી ઘોડા સુની ઘોડાળરે તારી સુની મેડી

સુની માવડીરે, કાંઇ સુતા મુકયા શણગારરે: કાંઇ સુના દાસને સુની દાસી ચોરે, કાંઇ સુના મુકયા મુખવાસરે, કાંઇ સુના બાગ સુના બંગલારે. કાંઇ સુના પડયા અસવારરે. કાંઇ૦

મહેલ બાગ બગીચા નોકર ચાકર તારા વગર સુના પડયા છે, રાણી રૂવે છે, પણ મારૂ તો ચાલ્યોજ જાય છે તેના વીયોગથી રાણી ચંપાદે ખાનપાન આદી તજીને પ્રભુ ભકિત કરે છે; બહુ દીન પછી ચંપાદેએ માથામાં નાંખવા સારૂ ચંએલીનું તેલ લેવા દાશીને મોકલી પોતે અમાસીનાં આવી ત્યાં મારૂને જોઇ આનંદ પામી બોલી કે.

દોહરો—ઘોડો બાંધુ ઘોડારમાંરે, કાંઇ પલાણ મેલુ પરસાળરે કાંઇ૦ દામાવંતીના દીકરારે, તું તો મહારા મહોલે પધારરે. તું૦

મારૂ કાને અવાજ આવતાંજ ઘોડાને ઉભો રાખી પોતે વીચાર કરે છે કે અહીં કોણ બોલાવતું હશે ? રસ્તામાં માશીનું ગામ આવે છે તે તો નહીં હોય! એમ ધારી ઘોડાને તે મહેલમાં ઉતારી દીધો મારૂને જોઇને ચંપાદેને આનંદ થયો. ઓળખાણ કાઢયા વગર ત્રણ દહાડા સુધી મારૂને પોતાની પાસે રાખ્યો. એક દહાડો બન્ને જણ સોગટા બાજી રમવા બેઠા, રાણીએ કહ્યું કે તમે જીતશો. એ તો નશીબની વાત છે, જેના દાવ પડે તે જીતે. રાણી કહે કે નશીબ તો સાથેજ છે. તમે મને ચોરીમાંથી મુકીને નાઠા હતા પણ મારા નશીબમાં હતુ તો તમે પાછા ભેગા થયા. એ સાંભળી મારૂ વીચારમાં પડયો કે હવે આ સુખમાંથી જવાશે નહીં. એમ ધારી બાજી ઉપાડી અને રજા માગી.

દુહો—ઘડીએ રહ્યાની મારે આખડીરે, અન પાણી લેવુ મારે વીખરે. ઝટપટ અમે ચાલશુરે, રાણી ખુશીથી આપો શીખરે. રાણી૦ અરેરે આ ત્રણ ઘડીનુજ સુખ, ઓળખાણ કાઢી ન હોત તો પાછો આવો વીયોગ થાત નહિ! જેવી કરમની ગતી! વીલાપ કરતી રાણી બોલી કે

દુહો—તમે ચાલ્યા રાજા ચાકરીરે, અમને કોની ભલામણું દોછોરે; એ સુખ દુઃખ જોવા આવશેરે, તેની કોને સુપરત દોછોરે. રાજા કહે કે તમને સોંપ્યા મંદીર માળીયારે, રાણી સોંપી હીંદોળા ખાટરે; રાણી૦ ખાવો

પીયો ખેલો મોજમાંરે તમે મહાલો મંદીરની વાટરે. તમે. મહેલ બંદીખાનુ માનીયેરે કાંઇ હીંચોળા સુળી સમાનરે. કાંઇ. મોજો મુકીને રૂદન માંડીએરે, રાજા મંદીર ઉજડ રાનરે. રાજા. રાજા કહે છે તમને સોંપ્યા કણુકી કોદરારે. તમને સોંપી એ દુજણી ભેંસરે; તમને દુધ સાકર પીઓ દાડીએરે, વસ્ત્ર શ્રણુગારની નથી ખોટરે, વસ્ત્ર રાણી કહે કે મારે કોદરા કોયલારે, દુજણી જોટ ચામડીઆને દેઉરે. દુ૦ દુધ સાકર રૂધીર દેખીએરે, વસ્ત્ર બાળી રખ્યા ચોળી રહુરે. વસ્ત્ર૦ રાજા કહે છે તમને સોંપ્યા રૂડા રેંટીયારે, વળી સોંપ્યા રજ કપાસરે, વળી સરખી સૈયર મળી કાંતજોરે, તેસાં નહી રહો ઉદાસરે, તેમાં રાણી કહે છે રેંટીઓ ભાગીને રાંધુ ખીચડીરે, કાંઇ કપાસ મેલુ આગરે. કાંઇ૦ સાહેલીઆને સગા નથી કામનારે, મેંતો ઝાલી તમારી બાંહરે મોતો. રાજા કહે છે તમને સોંપ્યો પારસ પીપળોરે, રાણી ગણજો પીપળીયાનાં પાનરે; રાણી બારવરસે અમે આવશુંરે, રાણી ત્રાળીશું તમારા વાનરે, રાણી સાથે તેડો મારા સાયબારે, મારાં બારવરસ કેમ જાયરે; મારા વીજોગની ઘડીઓ જાય વેગળીને, દહાડો વરસ સમ જાયરે; દ. આવું જાણુત તો નવ પરણુતીરે, રાજા બાળકુંવાળી રહેતરે; રાજા. ઠાલો મેંતો હાથ ઝાલીઓને, કોના કરમનો દોષ ન દેવોરે કોન મારૂં સાસરૂ જોવાના ઓરતારે સ્વામી ઘુંઘટ તાણ્યાના કોડરે સ્વામી તમે ચંપોને હું કેતકીરે મારી ભલી બની હતી જોડરે મારી પેહેરી ઓઢીને ફરત સાસરે તે સહુ વીચાર મારા મનરે, તે નથી છુટયાં હાથના મીંઢળરે નથી ઉતર્યો પાનેતરનો રંગ, મારૂએ કહ્યું કે દુહો—કંકાસ મુકો તમે કામનીરે. કાંઇ ધીરજ રાખજો મનરે; કાંઇ હવે રોવાનું કામ નથી ધિરજ રાખીને રહો ? રાજાની હઠ જોઇ રાણીએ શુકન આપવા માંડયા. દુહો—ડાબા જમણી જોરે તેતર બોલેરે, રાજા આડા ઉતરે મંજારરે; રા. એવે શુકનેં તમે ચાલશો તો, રાજા નહી દેખો બારરે; રાજા.

તમે જશો તો મહા વિઘન નડશે મારૂએ કહ્યું કે રાણી અપશુકન બોલવા કરતાં સારા શુકન આપો, રાણી સારા શુકન આપે છે,

દુહો—ડાબાં બોલે સજા દેવલારે, કાંઇ જમણેરી ભેરવ હોયરે; કાંઇ

એવે શુકને તમે ચાલશોરે, તમને વેરી ન મળશે કોઇરે; તમ૦ કાર ઘડે કુંવારકારે, તેને ખોળે અપ્યાણું જવ જારરે; તેને૦ એવે શુકને તમે ચાલશોરે, તો તમને મળશે ફુપાંદે ફુલાંદે નારરે; ત. વર કન્યા પરણીને અવતારે સામો મળે નીસાળીઆ સારરે, સા. એવે શુકને તમે ચાલશો તો, તમને મળશે દેવળદે નારરે; તમ૦ દેવ સકળ સુભ જોગણીરે, કાંઈ પીતા કહેવાયરે કાં; રક્ષા કરે રાજા તમ તણીરે, રાણી કહે સુણો મારા રાયરે. સહીમ પડે ધરતી ગડેગડેરે, કાંઇ એવું મારે દુઃખરે; કાં. જ્યારે રાજા તમને દેખશુંરે ત્યારે તો થાશે સુખરે; ત્યારે૦ નર વીના નારી એકલીરે, તેને પગલે પગલે વાંકરે; ત. દીન દીસે મુને બાહામણોરે;, હું તો કાટ ભરી કલંકરે. હું તો રાણી કહે રાજા સંચરોરે, કાંઇ ચલાવો ચતુર તોખારરે, કાં. કહેતા શુકન લઈ ઝીલીઓરે, ગજરામારૂ રણે ઠારરે. ગજ૦ રાણીએ રજા આપી એટલે રાજા પોતે શુકન જોઇને ચાલ્યા જ્યાં રાજા ગયા કે રાણી મહા રૂદન કરે છે. હે દાસી રાજા વીના મારો પ્રાણ રહેનાર નથી. માટે રાજાની સાથે જવાય તો ઠીક. રાણીનું આ કહેવું સાંભળીને એક દાસી બોલી કે આપણી એક દાસી પાસે અતીતની આપેલી એક જડી બુટી છે તેમાં એવો ગુણ છે કે માણસ મોંમાં રાખીને જે જનાવરનું રૂપ લેવા ચહાય તે રૂપ થઇ જાય? રાણીએ તે જડીબુટી લઇ મોંમાં લઇ મોંમાં નાખીને પોતે ભમરી થઇને રાજાની પાછળ ગઇ અને રાજાના પેગડામાં ભરાઇ. હવે જંગલમાં ઘણી ઝડપથી રાજા જાય છે એટલે રાણી બોલી કે,

દુહો—હળવે રેવંત રાજા ખેલાવજોરે; કાંઇ કાળજ કકડા થાયરે, કાં૦ સવા ગજનું છે રાજા નોળીયુંરે, મારૂ ડાભેરૂ અંગ દબાયરે, મારૂ૦

આ અવાજ મારૂને કાને આવ્યો એટલે ઘોડો ઉભો રાખીને ચારે તરફ જોવા માંડયું અને કોઇને દીઠું નહી એટલે મન વાળ્યું કે એતો રાણીના ભણકારા વાગતા હશે એમ ધારી આગળ ચાલ્યા પછી ફરીને રાણી બોલી.

દુહો—દામાવંતીના દીકરારે, મારી સગી નણંદના વીરરે; મા૦ હળવે રેવંત તમે હાકજોરે, મારૂ સોસાઇ જાય શરીરરે. મા૦

રાજા તરત ઉભા રહીને તલવાર ખેંચીને કહ્યું કે જે હોય તે મારી સામે આવ, નહી તો હું બાળીને ભસ્મ કરીશ ? એટલે રાણી પોતાના સ્વરૂપ બદલીને રાજાની સામે આવી ઉભી રહી તેથી રાજાએ કહ્યું કે તમે મારો કેડો નહિ મુકો તો મારી મેળે આપઘાત કરીશ. રાજાને રીસમાં જોઇ રાણીએ કહ્યું કે તમારી મરજી નથી તો હું નહી આવું ! ગજરામારૂ ફરતો ફરતો રાયારૂપાના શહેરના બહાર સુકાઇ ગયેલા બાંગમાં ઉતર્યો તેના પગના પ્રતાપથી બાગ લીલોછમ થઇ ગયો ફુલના છોડને ફુલ આવ્યાં રાજા ઝાડ સાથે ઘોડો બાંધીને ઝાડ નીચે સુતા એટલે ઉંઘ આવી ગઈ, એટલામાં એજ ગામના ઢેડ તથા વાઘરી હમેશા લાકડાં વીણવા આવતા હતા, તેઓ જુએ છે તો બાગ લીલો કલાર જેવો શોભી રહ્યો છે અને અંદર ઘોડો અને પુરુષ દીઠો તેન્જોઈ તે બાગની માલીક માલણ હતી તેની પાસે જઇ કહ્યું કે તારો બાગ લીલોછમ જેવો થઇ ગયો છે અને કોઇ મોટો પુરૂષ બાગમાં સુતો છે માલણે કહ્યું કે તમને લાકડાં નહી મળ્યાં હોય માટે તમે મને કહો છો ? પેલા માણસોએ સમ ખાધા એટલે માલણ બાગમાં આવી પછી રાજાના પગલાથી ઝાડ લીલા થયા છે એમ ધારી ફુલ ચુંટી હાર ગજરા બનાવી રાજાને આપવા જાય છે. એટલે ઘોડે ખુખારો કર્યો તેથી રાજા જાગી ઉંઠયા. ને માલણ ઉભી રહી તેને મારૂએ પાંચ મોહરો આપી માલણ જોઇ રાજી થઇ અને જાણ્યું કે આ કોઇ રાજા છે એમ ધારી માલણ રાજાને પુછે છે, દુહો—કીયારે મુલકના રાજવીરે, રાજા વળી કીયાં તમારાં ગામરે; રાજા૦ ન્હાની વયે તમે નીસર્યારે, એવું શું રે પડયું છે કામરે; એવું૦ તેજ ન મળે ત્રણ લોકમાંરે, રાજા હજુ એ છે બાળેવેશરે; રાજા૦ શરે દુઃખે તમે આવીયારે, તમે કેમ વેઠો પરદેશને. તમે. નોકર ચાકર નથી સાથમાંરે, કાંઇ એકલા આવ્યા આપરે. કાં, સાચુ બોલો મારા શ્યામરે, તમને મુજ. માર્યાનું પાપરે, તમને૦ હવે રાજા કહે છે કોઇ દેશનો નથી રાજવીરે, બેન નથી કરનો હું રાજરે, બે. પૃથ્વી પ્રદક્ષણા કારણેરે

કાંઇ આખો મુલક જોવા કાજરે, કાંઇ. નામ ઠામ ત્યાં બતા વિગેરે જ્યાં થતું હોય વીવાહનું કામરે; જ્યાં આ શહેર શોભીતું અમે જોઇનરે, પછે જઇશું બીજે ગામરે. પછે. માળણ મારૂને પોતાને ઘેર તેડી લાવી અને જમાડયા પછી મારૂ કહે કે આ શહેરના રાજા પાસે જઉછું જો મને નોકર રાખશો તો અહીંજ રહીશ, એમ કહી કચેરીમાં આવીને રાયારૂપાની સામો ઉભો રહયો, કુંવરનું મુખ જોઇને રાજાએ વીચાર કર્યો કે આ કોઇ મોટો પુરૂષ છે એવું ધારીને પુછે છે. દુહો—કીયા મુલકના તમે રાજવીરે વળી શું છે તમારુ નામરે; વળી૦ શારે કારણ પરદેશ નીકળ્યારે એવું શુંરે પડયું છે કામરે. એવું. કોને દુખે તમે આવીયારે, હજુ દીસોછો બાળેવેશરે; હજુ. રાજતેજ આવી ઝગમગેરે; કેમ છોડયો પોતાનો દેશરે. કેમ૦ દુહો—અમે નથી રાજા રાજવીરે, કાંઇ છેટે અમારૂ ગામરે; કોઇ૦ આવ્યો છું પરદેશમાંરે, રાજા ચાકર રહ્યાનું કામરે રાજા નામ મારૂં નથી પાડયુંરે, મને ઠાકોર કહે છે સહુ લોકરે; મને. હેતે કરીને મને રાખશોરે. હું તો તેની હજુરમાં રહુંરે. હું તો૦

એવું સાંભળીને રાજા ખુશી થયા અને કહ્યું કે તમે શો પગાર લેશો ? મારુ કહે દર મહીને સવા લાખ રૂપીઆ લઇશું ? રાજાની મરજી ન છતાં પ્રધાનના આગ્રહથી મારૂને નોકરીપર રાખ્યો. રાજાની સાથે બાજી રમવામાં એક માસ કાઢયો. પ્રધાનના કહેવાથી રાજાએ મારૂને રાક્ષસની ચોકી કરવા માટે મોકલ્યો. મારૂ દ્વાર ઉઘાડી દરવાજા પાછળ ઉભો કે દરવાજાની બારી ઉઘાડી જોઇ રાક્ષસ મનમાં ખુશી થઇ બારીમાં પેઠો કે તરત મારુએ ખડ-ગથી ઘા કરી રાક્ષસના બે ટુકડા કરી નાખ્યા અને તેના કાન કાપી મારૂ પોતાને ઠેકાણે આવ્યો. આ વાત જાણી રાજા અને પ્રધાન ખુશી થયા મારૂએ મારવાની નીશાની રાજાને બતાવ્યાથી રાજાએ ઇનામ આપ્યું ઘણા દીવસ પછી ચંપાવતી નગરીના રાજની કુંવરી કુલાદેએ મારુની સાથે પર ણવાનો નકી વીચાર કરી કાગળ લખ્યો અને તે એક બ્રાહ્મણને આપી મા રૂને આપી આવવા કહ્યું તે બ્રાહ્મણ લઇ દામાંવંતી પાસે ગયો. ત્યાં મારૂને પતો ન મળવાથી બ્રાહ્મણ રાયારુપાના મુલકમાં આવ્યો અને વિચાર્યું

કે ફુલાદે મારુને ઓળખતી નથી, માટે એને બદલે રાયારૂપાને પરણાવું તો ઠીક એમ ધારી તે શહેરમાં આવ્યો અને દરબારમાં ગયો ત્યાં રાજા અને પ્રધાન એકાંતે બ્રાહ્મણને પુછે છે ? બ્રાહ્મણે કહ્યું મહારાજ મને માંડવગઢમાં ગજરામારુની સાથે વીવાહ કરવા સારુ મોકલ્યો હતો, પણ કુંવર તો દેશવટે ગયા છે અને કુંવરીએ ગજરામારુને કદી જોયા નથી માટે તમે તેના નામથી આવો તો તમારુ કામ થાય. રાજાએ વિચાર્યું કે લાગ તો સારો છે. પછી બ્રાહ્મણને ધન આપી વીદાય કર્યો, તેણે ચંપાવતી નગરીમાં આવીને વિવાહ કર્યાની વધામણી આપી. તે સાંભળી સહુ ખુશી થયાં અને બ્રાહ્મણને પણ પૈસા આપી ખુશી કર્યો ને લગ્નની તઇયારી કરવા માંડી, અહીયાં રાયારૂપે કહ્યું કે તમે પાછળથી ઠાકોરને શહેર સાચવવાનું સોંપીને આવજો. એમ કહી લાવ લશ્કર સાથે રાજા રસ્તે પડયા. બીજા દીવસે ઠાકોર કચેરીમાં આવ્યા, ત્યાં આગળ રાજાએ તેમને કહ્યું કે હું મારૂં લગ્ન કરવા જાઉં છું માટે તમો સવારની તેમ રઇયતની તથા ગાદીની સંભાળ રાખજો. જેથી ઠાકોરે. ઘણી ખુશીથી પધારવાની હા પાડી. રાજાના ગયા પછી ઠાકોરે મનમાં વિચાર્યું કે મને રાજા જાનમાં તેડી ન ગયા તેનું કાંઇ કારણ હશે, પણ ખેર ! એમ મનમાં વિચારી ઠાકોરને દુખ લાગ્યું પણ નોકર રહ્યા, માટે હુકમ માનવો એમ ધારીને પોતે શહેર સાચવવા રહ્યા થોડાક દહાડે જાન આવી પહોંચી, અને રાજાને ખબર થઇ એટલે રાજાએ તેમને ઉતારો આપ્યો ને તેમની ચતુરાઇની પરીક્ષા કરવા માંડી રાણીએ સાતરંગના પડદા બંધાવી રાજાને કહેવરાવ્યું કે પડદા છોડવા તમે આવો તમે છોડશોતો હું તમને પરણીશ તેથી રાજાને બહુવીમાસણ થઇ આ પડદા કેમ છોડવા. તે સંબંધી રાજાને કશુ ભાન ન હોવાથી મહા વિ-વિચારમાં પડી ચીંતા કરે છે. અહીંયા ગજરામારૂજી શહેરમાં ચમન કરે છે. થોડાદહાડા ગયા કેડી શહેરની ખુશી ખુશાલીના સમાચાર રાજાને લખી મોકલ્યા

અનેપછાડીથી ફકીર બની રાજાની ચરચા જોવા પોતે પોતાના પવન વેગીઘોડા ઉપર સ્વાર થઇને આકાશ મારગે ઉરાડીને એક ઘડીમાં ફુલાદે નગરીની એક મસીદમાં જઇ ઉતર્યો અહીંયાં રાજાના માણુસો પડદા છોડી શકે એવાહુશીયાર માણસને શોધવા ફરે છે આ નવા મુશાફર મારૂને જોઇને કહ્યું કે ફકીર સાહેબ તમને સાત રંગના પડદા છોડતા આવડે છે તેણે જવાબ દીધો કે હું બે ચારેક છોડીશ ! સીપાઇએ કહ્યુ કે અમારા રાજા આ શહેરમાં પરણવા સારૂ આવ્યા છે પણ કુંવરીએ પડદા બંધાવ્યા છે પણ તે પડદા છોડવાંની રાજામાં શકતી નથી માટે તમારૂ કામ છે

એવું સાંભળી મારૂને ખાત્રી થઇ કે રાજા હજી પરણ્યા નથી ફકીરે સીપાઇઓ સાથે રાણીને કહેવરાવ્યુ કે સાંજરે પડદા છોડવા સારૂ અમારા રાજાજી આવનાર છે તેથા રાણી પોતે સોળે શણગાર સજીને રાજાની વાટ જોતી બેઠી છે. એટલામાં મારૂ ઘોડો નચાવતો આવ્યો રાણી અને તેની નજર એક થઇ મારૂ મહેલમાં ગયો એટલે રાણી સાત રંગના પડદા વિષે પુછે છે મારૂ તેનો જવાબ આપે છે એટલે દાસી પડદા છોડે છે દુહો— પડદે આવ્યા મારા વાલમારે તમે કહોને પડદા કેરી રીતરે; તમે ધોળો પડદો કેહી દાખવોરે વરમાળા આરોપુ આણી પ્રીત; વર૦ ધોળા વનમાં રાણીધેન ચરેરે કાંઇ ધોળો વન કપાસરે કાઇ ધોળી પુરૂષ માથે પાઘડીરે એતો શોભતી બારે માસ, એતો૦ ભલો કહયોને ભલો દાખવ્યોરે કાંઇ ભલો બજાવ્યો રંગરે કાં૦ પીળોપડદો પાછો કહી દાખવોરે તમને પોઢાડું સેજ પલંગરે તમને૦ ધોળો પડદો પાછો કરોરે, રાણી પીળાની સુણજો રીતરે; રાણી૦ ઘડી એકમાં કહી દાખવુંરે, પરણી લઇ જઇશ ખચીતરે; પર૦ પીળો વનમાં રાણી પોપટોરે, કાંઇ પીળી ચણાની દાળરે; કાંઇ૦ પીળો ગેરાદેનો કંચવોરે કસિ પહેરે આણી વહાલ કસી૦ ભલો કહયો ને ભલો દાખવ્યોરે, ભલો દાખવ્યો રંગ કાંઇ૦ રાતો પડદો કહી દાખવોરે, તમને પોઢાડુ સેજ પલંગરે; તમને૦ પીળો પડદો પાછો કરોરે, રાણી રાતાની સુણજો રીતરે; રાણી૦ ઘડી

એકમાં કહી રાખવું'રે પરણી લઇ જઇશુ ખચીતરે; પર૦ રાતી તે વનમા ચણોઠડીરે, રાણી રાતો કસુંબો મજીઠરે; રા૦ રાતો ગોરાદેનો ચુડલોરે' બારે માસ પહેરતો દીઠરે; બા૦ ભલો કહયોને ભલો દાખવ્યોરે, રાજા ભલો ભજાવ્યો રંગરે; રા૦ કાળો પડદો કહી દાખવોરે, તમને પોઢાડું સેજ પલંગરે; ત૦ રાતો પડદો પાછો કરોરે રાણી કાળાની સુણજો રીતરે; રાણી. કાળો ઘડી એકમાં કહી દાખવુ'રે, પરણી લઇ જઈશું ખચીત; પરણી૦ કાળો તે વનમાં કોશીઓરે; કાંઇ તેથી કાળો કાગરે; કાંઇ કાળો ગોરાંદેનો ચોટલોરે જાણે શોભંતો વશીયલ નાગરે: જા૦ ભલો કહયો ને ભલો પાઠવ્યોરે, રાજા ભલો ભજવીયો રંગરે; રાજા૦ લીલો પડદો કહી દાખવોરે, તમને પોઢાડુ શેજ પલંગરે તમને૦ કાળો, પડદો પાછો કરોરે, તમે સુણજો લીલા કેરી રીતરે; તમે૦ ઘડી એકમાં કહી દાખવુ'રે, પરણી લઈ જઇશું ખચીતરે; પરણી૦ લીલો તે વનમાં વાલોરીઓરે રાણી લીલાતે જવના છોડરે; રાણી૦ લીલો ગોરાદેનો ઝાળુડોરે, કાંઇ ઓઢતાં પહોંચે કોડરે; કાં૦ ભલો પારખ્યોરે; રાજા ભલો ભજાવ્યો રંગરે; રાજા કાબરો પડદો કહી દાખવોરે તમને પોઢાડું સેજ પલંગરે; તમને૦ લીલો પડદો પાછો કરોરે- તમે સુણજો કાબરા કેરી રીતરે. તમે૦ ગડી એકમાં કહી દાખવુ રે; પરણી લઇ જઈશું ખચીતરે; તમે૦ કાબરા રબારી ઘેર ઘેટડારે; રાણી કાબરી ભાવસાર ઘેર ભાતરે; યાણી૦ કાબરી ગોરાદેની આંખડીરે; તેને આજતી માજમ રાતરે તેને૦ ભલો કહયોને ભલો પાટવયોરે; રાજા ભલો ભજાવયો રંગરે; રાજા૦ ફરતો પડદો કહી દાખવો તમને પોઢાડુ સેજ પલંગરે તમને૦ કાબરો પડદો પાછો કરોરે; રાણી ફરતાની શુંણજો રીતરે રાણી૦ ઘડી એકમાં કહી દાખવુ'રે. પરણી લઇ જાઉ ખચીતરે; પરણી૦ ફરતો ઘાંચી ઘેર બળદીઓરે રાણી ફરતો કુંભાર ઘેર ચાકરે; રાણી૦ ફરતો ગોરાદેનો રેટીઓરે, જેની સોના વરણી કાયરે; જેની૦

રાણી હજી પુછવું હોય તો પુછો ? પછી રાણીએ કહયું કે નાથ હજી એક મનમાં હોસ રહી ગઇ છે તે પુરણ કરો એટલે મારા મનના મનોરથ સફળ થયેલા સમજી ! પછી ગદબદ પડદો કહયો દુહો—

ગદ્દભદ પડદો કહી દાખવું રે કાંઇ પરણીને પમાડું સુખરે, કાંઇ૦ ગદ્દબદ ધીને સાકરે, રાણી ગબદીઓ કંસારરે; રાણી૦ ગદ્દબદ રાણી ફુલાદેની સે-જડીને, તેમાં પહોંડે ફુલાદેનારરે; તેમાં૦ પડદા ઉપાડી મારૂ રાજા પાસે આવ્યો. રાજા પરણી આવે છે; તે જાણતાં મારૂ રાજાની સામે જવા ની-સર્યો રાણી ફુલાદે રથમાં આવી એટલે રાણીએ દાસીને કહ્યું કે,

દુહો:—ઝટપટ દાસી પડદો ખોલજેરે, મારે કંથ જોયાના કોડરે: મારે૦ રાયારૂપાનો ચુડો ભાગીયોરે, ગજરામારૂનો ચુડો હાથયે; ગજ૦ હવે શહેર એનામાં નહી રહુંરે, હુંતો જઉ એની સાથેરે હુંતો૦

અરે દાસી ! તું રાયારૂપાનો ચુડો ભાગીને ગજરામારૂના નામનો ચુડો ધારણ કરૂં છું, હવે મારે એના શહેરમાં જવાને નીયમ તે, એવું કહી પ-ડદામાંથી ડોકું બહાર કાઢીને જોયું એટલે મારૂ દીઠા. એટલે મારૂ રાજાના પાસે આવ્યો. રાયારૂપા મારૂને જોઇ ખુશી થયા, અને શહેરના દરવાજાની પાસે આવી પહોંચ્યા. એટલે રાણીએ પોતાનો રથ દરવાજા બહાર ઉભો રખાવ્યો. પછી રાજાએ કારણ પુછ્યું. ત્યારે રાણીએ કહ્યું મારે બાર વરસ સુધી આ શહેરમાં પેસવાનો નીયમ છે. તેથી શહેર બહાર મહેલ બંધાવી રાણીને રાખી. રાણીએ ત્યાં એક સરોવર ખોદાવ્યું તે એવા વીચારથી કે કોઇ દીવસ મારૂ ઘોડાને પાણી પાવાને અહીંઆં આવશે થોડા વરસ પછી મારૂ ઘોડાને લેઇ પાણી પાવા ગયો. ત્યાં રાણીની સાથે મારગ વચે બોલડી વીવાદ થયો, જેથી મારૂ રીસે ભરાઇ ચાલ્યો જાય છે. તેથી રાણી ઘણા કાલાવાલા કરી બોલાવે છે. મહારાજ તમે અહીંયાં પધારો તમને મારા સમ છે. રામની દવાઇ છે મેં તમારા માટે બાર વરસનો નીયમ ધીધો છે. તેથી મારૂ ઘોડાને લઇને ત્યાં ગયો. ત્યાં દાસીઓએ ઘોડો ઝાલી અને મારૂને પલંગ ઉપર બેસાડીને વીવીધ પ્રકારની રસોઇ કરીને મારૂને જમાડયો. ત્યાં હરખમાં આખી રાત જતી રહી અને સવાર થયું ત્યારે રાણીએ મારૂને કહ્યું તમે માળ-ણના ઘરમાંથી સળંગ ખોદાવજો? મારૂ ત્યાંથી નીકળીને મકાન ઉપર આવ્યો તે માલણને બધી હકીકત કહી પોતે દરબારમાં ગયો, અને રાતનો ઉજાગરો

હોવાથી ઝોકાં આવતાં હતાં અને અને આંખો પણ લાલ થઇ હતી જેથી એક સીપાઈ મારૂને મશ્કરીથી પુછવા લાગ્યો. તેથી સીપાઇને ધમકાવીને મારૂ ઘેર આવી રાણીના મહેલ સુધી સુરંગ ખોદાવી આવજાવ કરવા લાગ્યો. બાર વરસ પુરાં થતાં રાજા રાણીને મહેલે પધાર્યા, તે વખતે મારુ મહેલમાં હતાં તે રાજાને આવ્યા જાણી ઉતાવળા આવીને રાણી પાસે બેઠા અને કહ્યું કે હવે શહેરમાં આવવાને બે ચાર દહાડા બાકી છે, એગ કરતાં રાજાની નજર મારુની પાઘડી ઉપર પડી એટલે રાણીને પુછ્યું કે રાણી કેટલા પુરુષની સ્ત્રી છો રાણીએ કહયું કે,

દુહો—સાચુ કહુ રાજા સતવંતારે તમે સુણજો સઘળોરે. તમે. પતિવ્રત વ્રત પાળીએરે, કાંઇ ચાર પુરુષની નારરે, કાંઇ. હું પતિવ્રત ધરમ પાળુ છું ? રાજાએ કહયું

દુહો—પતિવૃતા નારી એકનીરે, તમે ચાર કહ્યા તે કોણરે, તમે. પરપુરૂષ સાથે બોલતારે, પ્રથમ ગણે તે ભાઇ બાપરે. પ્ર. રાણી રાજાને ખુલાસો કરી સમજાવે છે, દુહો—પલંગમાં રામા ગોઢતીરે. તેમાં પ્રથમ પાયા નર ચારરે, તેમાં૦ તેના વચમાં સુવું માહરે, માટે ગણ્યા તે મેં ભરથારરે, માટે૦ મહારાજાએ ફરીને પુછ્યું કે તમે સાચી વાત કહો ત્યારે રાણી કહે છે દુહો—સાચું કહેતાં રાજા શઠ થયોરે, તમે સુણીને પામજો પારરે. ત. જીભ્યા એક ઝંખીએરે, અમે તે પુરુષ ઘેર નારરે, અમે.

હે રાય હું આ પાઘડીવાળા પુરુષની નાર છું ? રાજાએ કહયુ કે પાઘડી કોની છે, રાણીએ કહયું કે તમારા નામની । અમે બાર વરસ એ પાઘડી જોઇને મન વાળ્યું તે કે, એજ રાજા બેઠા છે ? રાજાએ પુછ્યું કે એ પાઘડી કોણે બાંધી આપી ? રાણી કહે કે મેં મારા હાથે બાંધી છે રાજાએ કહયુ કે અમારા દેખતાં ફરીથી બાંધો! રાણીયે કહયું કે પુરૂષના દેખતાં સ્ત્રીથી પાઘડી ન બંધાય રાજા પાઘડી ભાગીને પડદામાં ગયા એટલે રાણીયે સુરંગ

માં બેઠેલા મારૂને આપી, તેણુ જેવી હતી તેવી બાંધીને તઇયાર કરી એટલે રાણીએ રાજાને બોલાવ્યા. રાજા વીચારમાં પડગો કે આ પાઘડીની બાં. ધણી ઠાકોરના જેવી છે માટે ઠાકોરને આપણી આ નોકરીમાંથી રજા આપવી, આવું ધારીને પોતાના મોહોલે પધાર્યા. ઠાકોર પણ સુરંગમાં થઇ માલણને ઘેર ગયા અને નોકરીનો વખત થયે નોકરી ઉપર ગયા એટલે રાજાએ કહયું કે તમે પગાર લઇ ગેર જાઓ ? મારૂએ કહયું કે મારા પૈસા માલણને ઘેર સોંપ્યા છે તે તમે સાચવજો ? કદી દાનત બગાડશો. તો તમારી ખરાબી થશે ! કેમકે મારુ નામ ગજરામારુ છે ! એટલું કહેતાંજ રાજાના મનમાં ધરાસકો પડયો કે મારુ ફુલાદેને લેઇ જશે, એવું ધારી રાજા તેને વીદાય કરવા સારૂ ગયા, મારૂએ પાછા ફરવાનું કહયું, પણ વીસગાઉ સુધી રાજા સાથે ગયા, તે પાછા ફરયા એટલે તરતજ મારૂએ પોતાતા ઘોડાને ઉડાડી મુકયો તે ગણુગણ કરતો ઘડીમાં ફુલાદેના મહેલલમાં આવી ઉભો રહયો, રાતે રાયારુપાને ઉંઘમાં સુમણાં આવવા લાગ્યાં તેથી જાગીને રાજાએ મામીને કહયું તેથી મામીએ સ્વપ્નાની વાત સાચી નથી એમ કહયું, પણ રાયારુપાને ઉંઘ ન આવી તેથી ફુલાદેને મેહેલે ગયો અને ભીંતે થઇ ઉપર ચઢયો.

**દુહો**—પાછલી રાતે મોહોલે કોણ ચડેરે, જાણે મોહોલે ચડતો ચોર રે; કાં૦ રાયારૂપા તને જાણશે, તો નહો રહે જીવવાનો ઠામરે. નહીં.

રાજા એકદમ ઉપર ચઢી મોહોલમાં આવયો ત્યાં મારુના જેવો માણસ દીઠો. રાણીએ જાણ્યુ કે બન્ને ભેગા થશે તો મહા કેર વરતાશે. તેથી રાજાનો હાથ ઝાલી ઝરુખામાં લઇ ગઇ અને કહયું કે,

**દુહો**—બેહેનને મહેલ શું આવીયારે, તમે જાઓને માડીના જાયા વીરરે: તમે રાયારૂવાનો ચુડો ભાગીઓરે, ગજરામારૂનાં ઓઢયા ચીરરે. ગજરા

એથી રાજાને બહુ ગુસ્સો ચડયો અને રાંડને ઝાડે લટકાવી તીરમબાજી કરવાનો નીશ્ચય કરી પોતે મામી પાસે આવીને બધી વાત કહી તે સાં-

બળી મામીએ કહયુ કે દુહો—મોળીયું કાઢીને ઓઢ ચુંદડીરે, કાંઈ લજવયું કુળ કપુતરે કાંઇ. ભાલો ગાગીને ધડાવ રેંટિયોરે, તમે કાતો ઝીણા સુતરે. તમે, તેની વણાવો ઝીણી પામરી જઈ મુકો મારૂજીને ભેટરે; જઇ, જેમ જાનવર પોતે પાળેછેરે, તેમ તારુ ભરશે પેટરે. તેમ૦

મારૂ ફુલાદે રાણીને પીયરમાં મુકીને પોતે ઉટલના મુલકમાં ગયો અને ત્યાં મહાદેવની વાડીમાં ઉતારો કર્યો,ત્યાંના રાજાની કુંવરી સુગડદેને મારુની સાથે લગ્ન કરવું છે;માટે મહાદેવની પુજા કરેછે એક દહાડો કુંવરી મહાદેવની વાડીમાં આવી ત્યાં મારુજીને દીઠા, એટલે તેનું રૂપ જોઇને સુધડદે પુછે છે. દુહો—કીયા મુલકથી તમે આવીયાં; તમે કીયા મુલમાં જાઓરે; તમે. કેઇ જનેતાને પેટ જનમીયા, તમે કેઇ ગોરીના નાવરે ત૦ સાચ્ુ બોલો રાજા સતવંતારે, કાંઇ કીયા તમારાં ગામરે; કાંઇ. કુંવર છો રાજા કોણ તમારે, વળી શું છે છે તમારૂં નામરે વળી. તે સાભળી મારુએ કહયું કે,

દુહો—ઉતર દેશે અમે આવીયારે' કાંઇ પશ્ચિમ અમારો રાણો૦ હું તો કુંવર રાજા જામનોરે, ગઢમાંડવ મારૂ ગામરે, કાંઇ અણુમાનાતીનો દીકરોરે, કાંઇ ગજામારુ છે નામર; કાંઇ૦

રાણીમા મનમાં આનંદ થયો અને કહયું કે મહારાજ હું તમને વરી ચુકી છું, માટે સાંજના મહારા મહેલે પધારજો. એમ કહી સુંધડદે પોતાના મહેલમાં પોતાની સખી દેવળદે પ્રધાનની કુંવરી છે તે સાથે મસલત કરી રંગમહેલ શણગારયો દુહો—રંગમહેલનો સુંદર ઓરડોરે. કાંઇ કરયો છે ઝાકઝમાળરે કાં૦ મેવા ફળ માંહી યારે, કાંઇ રજવાડાની રીતરે; કાં૦ રસોઇ બનાવી બત્રીસીરે, કાંઇ અદકી આણી પ્રીતરે, કાંઇ૦ દુધ અતી ઉકાળીઆરે, કાંઇ તેજાના તઇયાર; કાંઇ મારૂ જોતાં પોતે મોહી રહેરે; કાંઇ સજવા માંડયા શણગારરે. કાંઇ.

રાણીએ પોતાનો મેહેલ ભપકાદાર કરયો અને પોતાના પ્રાણહા-

રને માટે બત્રીસી રસોઇ તૈયાર કરી, પછી પોવ જાવ જાતના શ્રણગાર પહેરવા લાગી.

રાણી મારૂને જોઇને ખુશી થયા અને બત્રીસ ભાતની રસોપ કરીને જમાડી અને પલગ ઉપર બેઠા અને આનંદની વાતો કરતા આખો રાત ગઇ, વહાણું વાયું એટલે મારૂએ ઘોડા ઉપર બેસાડીને શહેર વચ્ચે થઇ ચાલવા માંડયું. તે જોતાં રાજાએ તમામ સ્વારીને મારૂને પકડી લાવવાનો હુકમ કર્યો તેથી લશ્કરે મારૂને ઘેરી લીધો. પછી મારુએ મહાદેવની સ્તુતિ કરવા માંડી એટલે મહાદેવ પ્રસન્ન થયા જેથી રાજાના બાણ ગોળીયો ખાલી જવા લાગી તે તમાસો જોઇ રાજા અચંબો પામ્યા અને પ્રધાનને મોકલી મારૂને પુછયું કે મહારાજા તમે કોણ છો? મારૂએ કહયું કે હુ માડવગઢના જામ રાજાનો કુંવર છું! એ વાત સાંભળીને પ્રધાન અને રાજા ખુશી થયા અને મારૂને ઘેર લાવી કુંવરી પરણાવવાની તઇયારી મારુ ફેરા ફર છે અને સ્ત્રીઓ ગીત ગાય છે.

દુહો—સઇયર સઉમળી સાથમાંરે, કાંઇ હરખે ગીત ગવાયરે, કાંઇ૦ ચોરી બંધાવી ચોકરે, ત્યાં તો ચાર મંગળ વરતાયરે. ત્યાંતો૦ મંગળ ફેરા ત્યાં ફેરવેરે, કાંઇ જોવા મળી સહુ જાતરે. કાંઇ૦ હસ્તી ઘોડા હીરા મોતીના, માત પીતાએ આપ્યાં દાનરે; માત૦ પરણી ઉઠયા પ્રાણનાથરે, કાંઇ આનદ વાપ્યો અંગરે; કાંઇ૦ સુધડદે દેવળદે બે રાણીયોર પરણી ચાલ્યા પ્રીતે સંગરે. પરણી૦

મારુને સુધડદે અને દેવળદે બન્ને કુંવરી પરણાવી રાજાએ ઘણો માલ આપીને લાવ લશ્કર સાથે વીદાય કરયાં અને કુલાદેના નગરમાં આવ્યા ત્યાં પણ ઘણું ધન અને લશ્કર મળ્યું જે લેઇ પોતાના શહેરનો રસ્તો પકડયો. આવતાં વડ ઉપર રાણી ચંપાદે હતાં તેમને પણ સાથે લીધી અને પોતે

ચાર રાણીયો સહીત ગામની ભાગોળે આવ્યાં. જ્યાં જામ રાજાને દેહે શક લાગી કે મારા ખાંડીયા મેડીયા પુત્રમાં કાંઇ દમ નથી અને દુસ્મનનું બળ તો ઘણું આવ્યું છે. આ વખત ગજરામારૂ હોત તો મુકરર જીતના ડંકા દેઇને દુસ્મનોના દળને ચકચુર કરી નાખત પણ હવે શો ઉપાય એવી શોચના કરે છે એટલામાં વધામણી આવી કે બાર વરસ પુરાં થવાથી ગજરામારુ ઘેર આવ્યા આવું સાંભળતાં રાજા અને રાણી બહુ ખુશ થયાં અને ઘણી ધામધુમ સાથે સામઇયું કરી રૂપાના ફુલ પડાવી વાજતે ગાજતે મારુને હરખ સાથે વધાવી લઇ દરબારમાં લાવી કચેરી ભરી ત્યાં જાશીને પુછી જોઇ શુભ મુહુર્તે ગાદીએ બેસાડયો. અને બ્રાહ્મણો તથા સર્વે યાચકોને દાન આપ્યાં પછી મારુજી પોતાની મા દામાવંતીને તથા અપર માતાને પગે લાગ્યો એટલે આશીર્વાદ આપ્યો. હવે રાજા જામે દામાવંતીને પટરાણી કરી તે બીજી છ રાણીઓએ કબુલ કર્યું એટલે તેમના લજામણા પુત્રો ગત થયાં તે બાદ સાતેને સારા પુત્રો આવ્યા જેથી સર્વે સંપીને ચાલી. મારુજીએ રામરાજ જેવી નીતિ ચલાવી તેથી સર્વે પ્રજાને આનંદ થયો.

સમાપ્ત.